શ્રી નવીન

# લલિત-મુગ્ધા

ત્રીઅંકી નાટકના ગાયનો

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## શ્રી સુરત દેશી નાટક કંપની

આવૃતી ૧ લી     પ્રત ૨૦૦૦



**અમદાવાદ**

ધી ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યા.

સવંત ૧૯૬૩     સને ૧૯૦૭

મુલ્ય ૦—૨—૦

શ્રી.

# નવીન લલિત-મુગ્ધા.

---

ત્રીઅંકી નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શ્રી સુરત દેશી નાટક કંપની.

---

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

---



સવંત ૧૯૬૩ સન ૧૯૦૭.

---

મૂલ્ય ૦—૧—૦

શ્રી

# નવીન લલિત–મુગ્ધા નાટકનો સંક્ષિપ્ત સાર.

## મંગળા ચરણ—સૂત્રધાર અને નટીયો.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો**—શ્રીગઢના રાજા અદ્ભુતસિંહની રાણી પ્રધાન સાથે પ્યારમાં, અને તેથી રાજાનું ખુન કરવા તૈયાર થવું, અને ખુન કરવું. બાળ વયમાંથી શ્રીગઢ રાજ્યમાં ઉછરેલા શ્રીગઢ રાજ્યના એક મુખ્ય સરદારના પુત્ર લલિતનું અને રાજકુવરી મુગ્ધાનું, શોર બકોર થતાં જાગી ઉઠવું, રાજપિતાને લોહી લુહાણ થયેલ જોઇ કુંવરીનું મૂર્છા ખાઇ જમીનપર પડવું, અને લલિતનું રાજાની મદદે જવું, રાણીયે યુક્તિ રચી લલિતને દરિયામાં નાખી દેવો. રાણીયે પ્રપંચ રચી દેશ નિકાલ કરાવેલા શ્રીગઢના યુવરાજનું તે વેળા ત્યાં આવી પહોંચવું, રાણીનું નાસી જવું, પિતા પુત્રની છેલ્લી ભેટ પિતાનું વૈર લેવા યુવરાજની દ્રઢ પ્રતિજ્ઞા.

ટેબ્લો.

**પ્રવેશ ૨ જો**—જેઠી ખવાસણ રાણીના ભાઇ કરવતસિંહ સાથે પ્યારમાં. રાજ્યની ગુણકા મેનાનું જેઠીના પતિ જેસંગને પેટીમાં પુરી ત્યાં આવવું, અને તે પેટી કરવતસિંહને ભેટ ધરવી, પેટી ઉઘાડતાં જેસંગનું ખુલ્લું થવું હાસ્ય.

**પ્રવેશ ૩ જો**—યુવરાજ ચાલતા જમાનાના અને પિતાશ્રીનું વેર કેવી રીતે લેવું તેના વિચારમાં. કુમાર લલિતને લઈ કેટલાક જાસુસોનું ત્યાં આવવું લલિત અને યુવરાજ વચ્ચે વાતચિત. લલિતની સારવાર માટે ગોઠવણુ

**પ્રવેશ ૪ થો**—પ્રધાન પુત્રી મુદ્રાનું પોતાની સખિયો સાથે ગરબો ગાતાં નીકળવું. મુદ્રા યુવરાજ સાથે પ્યારમાં. સખિયો સાથે પ્રેમ ચર્ચા. મુગ્ધાનું જોગણુ વેશમાં ત્યાં આવવું. રાજા પિતાશ્રીના અને લલિતના ખુન થયા વિશે મુદ્રાને જાણુ કરવી. મુદ્રાનું પણુ પોતાની સખિ મુગ્ધા સાથે જંગલમાં જવા તૈયાર થવું. પ્રધાન અને રાણીનું ત્યાં આવવું મુદ્રાનો તેમની તરફ તિરસ્કાર, અને ત્યાંથી જંગલમા ચાલી નીકળવું, મુદ્રાને પકડી મંગાવવા પ્રધાન અને રાણીનો ઠરાવ.

**પ્રવેશ ૫ મો**—જેઠીના ઘરમાં કરવતસિંહ, કમાડબંધ જેસંગનું આવવું. કરવતસિંહ ઘરમાં હશે એમ ધારી, તેને બનાવવા પ્રધાનને બોલાવવા જવું. પ્રધાનનું આવવું. કરવતસિંહનું પેટીમાં સંતાઇ જવું. પેટીમાં ભૂત છે એવું ઠરાવી પેટીને બાળી મુકવા તૈયારી. કરવતસિંહનું ખુલ્લા થવું. હાસ્ય.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—મુગ્ધા અને મુદ્રા જોગણુના વેશમાં પરસ્પર વાતચિત પ્રધાને મોકલેલા જાસુસોનું ત્યાં આવવું અને મુદ્રાને ઉપાડી લઈ જવી, બાદ યુવરાજના જાસુસોનું ત્યાં થઇ નીકળવું અને મુગ્ધાને યુવરાજના ગુપ્ત સ્થાને લઈ જવી.

**પ્રવેશ ૭ મો**—રાણી પ્રધાન વચ્ચે પ્રેમ વાર્તા. જાસુસોનું મુદ્રાને લઇ ત્યાં આવવું. મુદ્રા મુગ્ધા અને યુવરાજના વિયોગથી પ્રેક્ષછામાં રાણી પ્રધાન વચ્ચે રાજચર્ચા. મેનાનું નૃત્ય ગાન.

**પ્રવેશ ૮ મો**—લલિત અને જોગણ વેશે મુગ્ધા વચ્ચે પ્રેમવાર્તા યુવરાજનું આવવું, અને પોતાની ઓળખાણ આપવી. લલિતના હાથમાં મુગ્ધાની વીંટીથી બંનેનું એક બીજાને ઓળખવું, અને પ્રેમમાં વૃદ્ધિ.

**પ્રવેશ ૯ મો**—હરીગઢના રાજાનું પ્રધાન સાથે શીકારે નીકળવું, વાઘપર ગોળી બહાર કરવો, બહાર ખાલી જવાથી વાઘનું રાજાપર ધસવું, લલિતનું ત્યાં અચાનક આવી રાજાને બચાવવું, અને લલિતની બહાદુરીથી પ્રસન્ન થઇ તેને પોતાના રાજ્યની ગાદીયે બેસાડવા પ્રધાનને કહેવું, તથા પોતે વૃદ્ધાવસ્થાને લીધે ઇશ્વર ભજન માટે બદ્રીકેદાર જવું. યુવરાજ અને મુગ્ધાનું પણ ત્યાં આવવું. લલિતકુમારને શાબાશી આપવી. મુગ્ધા અને લલિતનું અનિચ્છાયે જૂદા પડવું.

——:*:——

# શ્રી.

## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—હરિગઢનો રાજ દરબાર હરિગઢના રાજા લલિત કુમારની પ્રધાન સાથે વાતચિત. એવામાં શ્રીગઢની મેના નાયકાનું ત્યાં આવવું લલિત કુમારને ઓળખવો નૃત્યગાન. લલિત કુમારનું નૃત્યગાનથી પ્રસન્ન થઇ મેનાને જે ઇચ્છામાં આવે તે માગવા કહેવું, મેનાએ લલિતને વચનમાં બાંધી લઈ બે પ્રશ્ન પૂછવા, અને સઘળા દરબારને નિરૂત્તર કરવો, એવામાં મુગ્ધાનું નત્રલસિંહના વેશમાં ત્યાં આવવું, પ્રશ્નના ઉત્તર આપવા અને મહારાજા લલિત પાસે તેમના સલાહકાર તરીકે નોકર રહેવું.

**પ્રવેશ ૨ જો**—મુદ્રા ઘેલછામાં. રાણી તથા પ્રધાનનું આવવું. મુદ્રાને ધીરજ આપવી છબીલી તથા રામાનું રાણી તથા પ્રધાન પાસે ફરીઆદે આવવું નિરાકરણ. રાણી તથા પ્રધાન વચ્ચે રાજ ચર્ચા.

**પ્રવેશ ૩ જો**—કરવતસિંહને રાજ્ય અપાવવા સંબંધિ પ્રધાનને રાણીએ કહેવું એવામાં જેસંગ ખવાસનું મેના શુશુકા સાથે ત્યાં આવવું. અને લલિત કુમાર હરિગઢનો રાજા થયો છે, એવી ખબર આપવી. અને તેને રાજ્ય ભ્રષ્ટ કરી ઠાર કરવાનો વિચાર મેનાનું ગાયન. હરીગઢ ચડાઇ કરવાનો વીચાર.

**પ્રવેશ ૪ થો**—મહારાજા લલિત અને નવલસિંહના વેશમાં મુગ્ધા વચ્ચે પ્રેમ વાર્તા. એવામાં વાઘની ખબર આવતાં બંન્નેનું શીકારે જવું.

**પ્રવેશ ૫ મો**—નવલસિંહ મહારાજા લલિતને થાક લાગવાથી સુઇ જવા કહેવું અચાનક સર્પનું આવવું, નવલસિંહનું તે સર્પને પીસ્તોલથી મારવું લલિતનું જાગી જવું. અને નવલસિંહના હાથમાં પીસ્તોલ જોઇ શકમાં પડવું અને નવલસિંહને ધિક્કાર આપી દુર થઇ જવા કહેવું, નવલસિંહનું જવું. ચાર બાવાઓનું ગુરૂની ચાર ચીજો વ્હેંચી લેવા માટે લડતા ત્યાં આવવું લલિતે ચારે બાજુયે ચાર તીરો ફેંકવા અને ચીજો લઇ લેવી એવામાં પ્રધાન તથા કરવતસિંહનું આવી ચડવું, લલિત બંધિવાન.

**પ્રવેશ ૬ ઠો**—યુવરાજ તથા જાસુસો વચ્ચે વાતચિત મુગ્ધાનું વેશ બદલી ત્યાં આવવું. ભાઈ બ્હેનનો ભેટો અને વાતચિત. એવામાં પ્રધાન અને કરવતસિંહનું લલિત સાથે ત્યાંથી નીકળવું, તેમને જોતાંજ યુવરાજે તેઓને કેદ કરવા બાદ યુવરાજનું પોતાના સ્થાને જવું, અને લલિતનું મુગ્ધા તથા ચાર બંધિવાનોને લઇ હરિગઢ જવું.

**પ્રવેશ ૭ મો**—ચાર બાવાઓ વચ્ચે તકરાર ભરવાડણનું ત્યાંથી નિકળવું અને બાવાઓનું તેની સાથે મોહમાં પડવું ભરવાડણે ચારેને યુક્તિ રચી તેમને બનાવી સટકી જવું.

પ્રવેશ ૮ મો—પ્રધાન, કરવતસિંહ, જેસંગ તથા જેઠી ચારે જેલખાનામાં જેઠીનું યુક્તિ રચી જેલના જમાદારને પ્રેમ જાળમાં ફસાવવો, અને દારૂના નિશામાં તેને બેભાન કરી કરવતસિંહ તથા જેઠીનું શ્રીગઢ જવું, અને જેસંગનું લલિત અને મુગ્ધાને ફસાવવા રહેવું. જમાદારને કેદી લોક નાસી ગયાની ખબર આપી જાગ્રત કરવા.

ટેબ્લો.



# અંક ૩ જો.

પ્રવેશ ૧ લો—લલિત અને મુગ્ધા વચ્ચે પ્રેમવાર્તા. જમાદારનું જેસંગ સાથે ત્યાં આવવું, અને કેદીયો નાશી ગયા-ની ખબર આપવી, જેસંગનું લલિત મહારાજાની હજુરમાં રહેવું. રાજાનું જવું. મુગ્ધાનું નિદ્રામાં પડવું. જેસંગે યુક્તિ રચી, મુગ્ધાને ઉપાડી જંગલ-માં લઈ જવી અને કુવામાં નાંખી દેવી.

પ્રવેશ ૨ જો—ચાર બાવાઓ વચ્ચે વાતચિત કુવામાંથી અવાજ આવવો. મુગ્ધાને કુવામાંથી કાઢવી. યુવરાજનું ભી-મસિંહ તથા બીજા જાસુસો સાથે ત્યાં આવવું, અને ભીમસિંહને લડાઇ સંબંધી કેટલીક સૂચના આપી મુગ્ધા સાથે શ્રીગઢ મોકલવો.

પ્રવેશ ૩ જો—મુગ્ધાનું નવલસિંહના વેશમાં લલિત પાસે આ-વવું. બંને વચ્ચે પ્રેમવાર્તા શ્રીગઢ જવા તૈયારી.

પ્રવેશ ૪ થો—પ્રધાન અને રાણી વચ્ચે રાજ્યચર્ચા પ્રજા તરફ-થી બળવો ન ઉઠે તે માટે સંકેત કરવા રાજબ-ગીચા તરફ સર્વનું જવું.

પ્રવેશ ૫ મો—જેઠી તથા તેનો છોકરો મગન બાદ બે કાશીના પંડીતોનું ત્યાં આવવું. એવામાં એજ નગરના એક સુધરેલા દંપતીનું ત્યાંથી નીકળવું. પંડીત મુસાફ-રોયે તેમની સાથે સરત કરવી અને જીતવું. તકરાર પોલીસનું આવવું, અને તેમને રાજદરબારમાં લઇ જવા.

પ્રવેશ ૬ ઠો—રાણી પ્રધાન, કરવતસિંહ, જેસંગ તથા જેઠીનું રાજબાગમાં આવવું. પાછળથી યુવરાજ તથા માજી પ્રધાનનું કેટલીક માણસો સાથે આવવું પાંચને બંધિવાન બનાવવાં. તે પછી લલિત મહારાજાનું નવલસિંહ સાથે ત્યાં આવવું યુવરાજે રાણી, પ્રધાન, કરવતસિંહ, વગેરેને ધીટકાર અને ફાંસીની સજા કરવી નવલસિંહે પોતાના અસલ મુગ્ધાના વેશમાં ખુલ્લા થવું. અને બેટવું ચાર બાવાઓની ચીજોમાંથી એક ચીજનો ચમત્કાર જોવો બાગમાંથી પરસ્તાન. બાવાઓને ધર્માદામાં ગામ આપવું બે મુસાફરોનું ન્યાય માટે ત્યાં આવવું લલિતે તેમના પ્રશ્નના ઉત્તર આપવા. બાદ માજીપ્રધાનના આગ્રહથી યુવરાજે રાજ્ય મુગટ ધારણ કરવો યુવરાજે પોતાની બહેન મુગ્ધાનો લલિત કુમાર સાથે હસ્ત-મેળાપ કરાવવો આનંદોત્સવ કન્યાઓનો નાચ.

ડ્રોપ.

**સમાપ્ત.**

૧૯૦૭



# મુખ્ય પાત્રોનાં નામ.

અભુતસિંહ..............................શ્રીગઢનો રાજા
યુવરાજ ( અજીત )..................તેનો પાટવી કુમાર
પ્રધાન..................................શ્રીગઢનો
લલીત..................................શ્રીગઢનો પદાવત કુમાર
..........................................પાછળથી હરી ગઢનો રાજા
ભીમસીંહ..............................યુવરાજનો જાસુસ
કરવતસીંહ............................રાણીનો બાપ
જેસંગ..................................ખવાસ
રાણી..................................અદ્ભુતસીંહની નવી સ્ત્રી
સુગંધા..................................જુની રાણીની પુત્રી પા-
..........................................છળથી લલિત પત્નિ
સુદ્રા..................................પ્રધાન પુત્રી યુવરાજની પત્નિ
જેઠી..................................જેસંગની સ્ત્રી
સેના..................................રાજ નાયકા

સખીઓ. દરબારીઓ. બાવાઓ. સીપાઈઓ. કચનીઓ. મા-ણેકચંદ. ભીખારી. મુસાફર માળી પ્રધાન યુવક. મગન. ભરવાડણ. વીગેરે વીગેરે.



શ્રી.

# લલિત-મુગ્ધા નાટકના ગાયનો.

---

## મંગળાચરણ.

સૂત્રધાર અને નટીયો— ૧

મંગળ દેવા, નામ સ્મરૂં હું, ગણપત જયકરા
સહાય કરરે .... .... .... મંગળ૦
સુરત સુરત પૂજે પ્રેમ ધારી નરનારી,
શુદ્ધ બુદ્ધ સુખકારી સ્વામિ કરો સહાય,

નટીઓ—અવગુણ પર ગુણ કરનારા
દુઃખ ભંજન દુંદાળા,

સૂત્રધાર—અરજ અમર અમારી
તરણ તારણ, ભવ ભય હારણ,
ચરણે તારે છું, ધ્યાન ધરૂં હું, નિશદિન તમ-મંગળ૦

નટીયો— ૨

ધન્ય ધન્ય અવનિમાં એને,
શીયળ દીપક શુદ્ધ સાચવે તેને—ધન્ય૦
ધર્મ ઢાલ તન રણધીર ધરશે,

બોલ્યા બોલ નેકી વીર પળશે,
સત્ય મોતિ માળા કર ધરશે,
તે તરસે, નહિ ડરશે, તેને સહાય મોરારી કરશે. ધન્ય
વીરલાં જોડાં જગમાં ફરશે,
પર ઉપકારે તન મન ધરશે,
સત્ય બોલનો સંગજ કરશે,
જય મળશે, દુઃખ ટળશે, જેમ દુધમાં સાકર ભળશે ધ.

જેસંગ—જેઠી. ૩

જેઠી—આરે બાળાના છોગાળા, જીરૂપાળા,
લટકાળા શાણા પ્રીતમજી.
જેસંગ—જોડલાને અવિચળ રાખશે શ્રી હરિ
જેઠી—ભાવથી મન ગમતો વર હું વરી,
જેસંગ—વાહરે તારી કાલી કાલી વાણી.
જેઠી—લ્યો જાણી, શરમાણી
જેસંગ—વાહરે મારી નાજુકડી રાણી, પટરાણી—જોડલાને

યુવરાજ— ૪

મમતા તું મુકી દે, મન માન માન—મમતા.
અંતર ધરતું ધ્યાન, જ્ઞાન, જાણ—મમતા૦
મન એજ સૂઝિ તું માન, રટ રામ નામ—મમતા૦
તત્ ત્વં પદ નવ માન, અસિધર ધ્યાન—મમતા.
સોહં સકળ પ્રમાણ, પુરી આણ સુજાણ—મમતા૦

મુદા અને સખિયો— ૨

હ્રદય આજ રીઝાયરે, લલિત લીલા વિલોકી વસંતની.
ઇચ્છા કરાવે અવશ્ય કંથની—હ્રદય૦

સાખિ.

કોકીલ આદિ પક્ષિયો, બોલે મીઠા બોલ,
ભ્રમર ભ્રમણ કરી કરી પીયે, પુષ્પ પરાગ અતોલ.
ગાતાં મધુર ગીત પંખીડાં પ્રીતે, ચઢી કદંબ અંબ
ડાળીયેરે લોલ,
વાતા સમીર શાંત, ત્રીવિધ રીતે, શીતમંદ સુગંધ
નિહાળીયેરે લોલ.

સાખિ

રમણીક રૂતુ વસંતની, વિલાસીને મન ભાય,
વણ પરણ્યાને પીડની, મદન પ્રગટ ઝટ થાય,
અંગે પ્રગટતો કામ, કુમારિકાને અંગે પ્રગટતો કામરે.
બહાર જોઇ વસંતની—આમરે
નિત્ય સ્મરણ કરાવે શ્યામ.

સાખિ.

રતિ રૂપનારી વલ્લિકા, હર્ષિત બની અપાર,
પતિ થઈ વસંત પધારીયા, રોજ રીઝાવેનાર—હ્રદય આ.

સુદ્રા અને સખિયો— ૬

અલિ ઘેલી ! શું શરમાશો ?
રસ પીશોને વળી પીચુને પ્રીતથી પાશો,
હસી હસી જાશો, ખસી ખસી જાશો,
ઘડીક રીસાશો, મનાશો—
જા, જા !
પજવો છો બ્હેની શું બોલી બોલી,
પ્રેમ પડદો કહું કયાં ખોલી ખોલી
ઓ હો !
વા વા ! ઠાહી ડમરી કરી રીસને શું મરડાશો?–અ.

સુદ્રા— ૭

ધિઃક્ છે ધિઃક્ છે ધિઃક્ છે પિતાજીરે !
અનીતિ કદિ ટકે ના, નીચ બુદ્ધિથી સુખ મળે ના,
હણીને નૃપને આંબ ફળ સુખ બાવળે મળે નારે–ધિઃક્૦
કુમતિને ઉરધારી, શુભ બુદ્ધિને મુકી વિસારી,
લખેલા વિધિયે લેખ લલાટે, તે કદાપિ ટળે નારે–ધિઃક્૦

મુગ્ધા અને સુદ્રા— ૮

ભુલ્યો મન ભમરા હું વારૂં;
આરે જગતનો જુઠો બગીચો, નહિરે ફુલો કેરી બાસરે,

શાણા શાથી લોભાણો—                ભુલ્યો મન૦
અવર ભ્રમણ તજ, સત્ય શરણ સજ્જ
મિથ્યા માયાનો ભાસરે—        શાણા શાથી૦
શ્રીપતિ ચરણ કમળમાં રહેને,
નિશદિન ભક્તિ મકરંદ લેને,
કરશે સોહં પ્રકાશરે—શાણા શાથી લોભાણો-ભુલ્યો૦

રાણી—                    ૯

આવો મનમોહન આ યૌવન બગીચો બતાવું,
બગીચો બતાવું મોહન પુષ્પે વધાવું
પ્રેમની ધૂની લગાવું, હે પ્રેમની અલખ જગાવું-મન૦
આમ્રથી મીઠાં ફળ, મોહન ચખાડું,
પ્રેમની ભુરકી લગાડું, હે નેહને નયને નચાડું—મન૦
શેતુરથી મીઠાં ફળ, વ્હાલા ધરાવું,
અધર રસ પાન પીવાડું, હે અધર રસ પાન ચવાડુ-મન૦
હૃદય-સરોવરની શીતળ પાળે,
પ્રીતિને પંખે પોઢાડું, હે પ્રેમ જળ છાંટી જગાડું,-મન૦

મેના—                    ૧૦

ખીલી ખીલી જોબનકી ખીલી હય ખુસ રંગ કલીયાં,
મેરી છોટી ઉમરીયાં, પતલી કમરીયાં, ગોરી હય સુરતી,

બોલી હય મુરતી, રંગ રતીયાં— ખીલી ખીલી૦
આઈ આઈ જુવાનીકી બ્હાર,
દીલ ભોંરે પે હય ઇન્તેજાર,
આઓ શોખીનું કું લે સજી લેજી યાર૦

મુગ્ધા— ૧૧

હરિ તારી ગતિ ન્યારી હું આ જારી,
ઉગારી નાથ, જોડી હાથ, ન કોઈ સાથ.
હતા પિતા હતાં માતા હતા વ્હાલા,
નથી ત્યારે નથી કોઈ રહું રોઇ,
પ્રભુ વારે ચઢો મ્હારે તમ આધારે
મુગ્ધે અનાથ, બચાવો નાથ, ગ્રહી આ હાથ—હરિ૦

લલિત-મુગ્ધા ૧૨

લલિત—આવો આવો રસવેલી, નવેલી મદ ઘેલી,
સુકુમારી આવો આવો૦
મુગ્ધા—જાઓ જાઓ એ શું બોલો, નવ અડશો,
લલિત—ન ચમકશો.
મુગ્ધા—શરમાઓ એ શું બોલો—આવો૦
લલિત—પ્રેમ પાઠ પઢાવી પ્રીતે,
મુગ્ધા—શુદ્ધ પ્રેમ ઉરધારી રીતે,
લલત—વ્હિાલી વધાવું,
મુગ્ધા—શું એ બોલો— જાઓ જાઓ૦

મુગ્ધા— ૧૩

હરી ચિત્ત હાય ! ગયા, દેશ વીર કયાં ગયા,
કરી ભૂમિ શૂની, ધીર કયાં વહ્યા—હરી૦
અંતર મુજને ચેન પડે નહિ,
શુદ્ધ બુદ્ધ મ્હારી સઉ લઇ ગયા—હરી૦
કરશે કોણુ હવે સ્વદેશ—સેવા,
શૂન્ય કરી આ ઉર સીધાવીયા—હરી૦
વ્હાલી પ્રજાની થશે શું સ્થિતિ,
કયાં શોધું ચતુર ચિત્ત લઈ ગયા—હરી૦

લલિત-મુગ્ધા— ૧૪

મુગ્ધા—ભોગી ભમરારે, કળીયા કોમળ કાયા મારી,
ડાયા ડમરારે, વળગી વનિતા વેલી નારી,
લલિત-પ્રેમ કટારી પ્રેમની આ, લાગી હૃદય રમણી મહીંઆ
મુગ્ધા—હું પણ થઈ છું નાથ દીવાની, રૂપગુણ જોઇ આપના સ્વામિ
જાયે છે જુવાની—કળીયા કોમળ કાયા મ્હારી.
મ્હારા ચિત્તને ચોરી લીધુ
લલિત—મુજ મનને પરવશ કીધું.
મુગ્ધા—જાયે છે જુવાની—કળીયાં૦

મુગ્ધા— ૧૫

પ્રીતે પધારોને પ્રિય પ્રાણ.

જી સુજાણ, રસખાણ, ભોળા મારા ઉર બાણ

કહી મુખેથી રાખજો પીછાણ—પ્રીતે૦

જો જો વીસારતા પળવાર,

મારા મોહન જીવન હાર,

લલિત—વ્હાલી નાર છે પ્રણામ

મુગ્ધા—પ્રાણાધાર છે પ્રણામ

મન મંદિરે વસ્યા છો શ્યામ-પ્રીતે૦



# અંક ૨ જો.

**મેના અને તેની છોકરીયો— ૧૬**

જાઓરે કનાઈ મોસેં રાર કયું મચાઈ
હમ જાનત તુમરી ચતુરાઈ,કુબરી કે સંગ આંખ લરાઈ,
લપટ ઝપટ મોરી શીરકી ગગરીયાં,
ઓર ચુરીયાં કરકાઇ—જાઓ જાઓ રે૦
જીયા ચાહત તુમરે મીલનેકો,બારબાર મોરેગરવે લગઇયાં
એક બાર પીયા દીલસેં મેં તુમહી દેત દુવાઈ-જાઓ.

મુગ્ધા— ૧૭

શામળીયા રઢીયાળા રઘુપતિ રામ
જુઓ અબળા ભણીરે,
રટું અંતર હો રટું અંતર નામ
વ્હાર કરો વામા તણીરે.
વ્હાલી બેન મુગ્ધા તને કયાં મળું,
નવ વિસરે દિવસને યામ—જુઓ૦
યુવરાજ અંતરના અધિપતિ,
તમ દર્શ દેખું કયે ઠામ—જુઓ.

**મેના, છોકરીયો— ૧૮**

કહેતા થા ખુદા દીલમે ના ગભરાયે મહમદ.
બખશુંગા ઉસીકો જીસે ફરમાએ મહમદ.

પરદે મેં છીપા લો મુજે દામનમે છીપાલો
પરદા મેરી આંખોંકા ના ખુલજાએ મહમદ.
હે મોજમેં દરીયા કહીં ડુબ ન જાએ
કીસ્તી કો મેરે પાર લગા જાઓ મહમદ
અયે મોમેનો સીજદા કરો, હજરતકે રોઝે
પેહને હુએ ના લેન ચલે આયે મહમદ
બે તાબ મુજે દગ લે ને ન દેગી
મર જાઉંગા કેહ કે યેહી હાય મહમદ.

મગન— ૧૯

આહા ! લાડુ લાડુની કેવી લીજત છે
કેવી લીજત છે કેવી ઇજત છે—આહા ?
ગોળ ગોળ ગટક ઉતરે, લટક લટક પાય ઉપડે
એવી બલીહારી લાડુજીની બાઇ—લાડું.
લાડુ કરે લોટ પોટ એની દુનિયામાં ખોટ,
એવી ન મીઠી દીઠી ચીજ કોઇ—લાડું.

લલિત અને નવલકિશોરી— ૨૦

લલિત—આવ આવ હૃદયમણિ,
નવલકિશોરી—જાવ, પ્રાણ સતાવો ઘણી.
લલિત—તું છું મારી વિલાસ ભૂમિ,

નવલકિશોરી—રાખો ન આશ પ્રેમ ધુની,
લલિત—આવો આવો પ્રિય મધુરી મૂર્તિ
તું છું ખરી ગુરજર મણિ—હૃદય મણિ૦

લલિત-મુગ્ધા— ૨૧

(નવલકીશોરી)-મુકો મુકો મોહન હાથ મારો મુકોને મરડાશે
છકો ના ગાઝુ છેલા.
હઠીલા અડશોમાં, છેતરી છળશો ના,
આવી અનીતિ કરશો માં—હે શાણા મૂકો
પ્રીતમ પ્રીતની રીતમેં જાણી, મુકો મુકો
હું તો તમથી હારી.
છોડો છેલા કેરા—

લલિત—રીસાળાં રમણી પ્રેમી પદમણી
આવોજી આવોજી શું તલસાવોજી
સલુણી સુંદરી વાહ—મુકો૦

નવલસિંહ— ૨૨

(મુગ્ધા) ઉર સાટે ઉર દેવું રે પ્રીતિને માટે.
સદા એક સંગે રહેવું રે પ્રીતિને માટે.
કમળ કુસુમપરે, ભ્રમર ગુંજાર કરે,
પ્રેમમાં શયન કરેરે, પ્રીતિને માટે.
મીન જેમ જળ વિનો લિલ તરૂ વીણુ ભીના,

હીવે બળે જીવ ઝીણુારે—પ્રીતિને૦
પ્રેમ મેઘ ચાતકનો પ્રેમ બંસી મૃગ તણો,
પ્રેમ કૃષ્ણ ગોપી તણોરે—પ્રીતિને૦

લલિત-નવલસિંહ— ૨૩

લલિત—જારે જારે જારે લંપટ હરામી નફ્ટ દૂર થા.
શાણો થઈ શીખ ઠીક શીખાવે—જારે૦
કસાઈ બનીને કરવા કામ,
હણવા હરામી ધરી તેં હામ,
નવલસિંહ—જગદાધાર છે જોનાર એ દયાળ.
લલિત—ચાલ, જા, જા જા, જારે જારે૦

લલિત— ૨૪

અરે ઓ મિત્ર મ્હારાને,
દીધો મ્હેં દંશ પ્યારાને.
વચનનો માર માર્યો મ્હેં,
સહ્યો મુજ ધીર મિત્ર ત્હેં.
ગયો ક્યાં મિત્ર મ્હારા તું,
મરૂં ઝુરી વિના તુજ હું,
હવે શોધું ફરી હું ક્યાં,
બતાવો નાથ સ્નેહી જ્યાં.

ભરવાડણ—                    ૨૫

વાલીડા કાનુડાની મોરલી—મોરલીરે
બાઇ દુઃખડારે દે દાડી દાડી.
સાસુ સસરાની લાજને મુકાવતી,
હીલે દુઃખાવતી,—વાલીડા કાનુડાની૦
જેઠ જેઠાણી રોજ ખીજાવતી, નણંદી બાળતી
તોયે પણ ભાવતી—વાલુડા કાનુડાની મોરલી૦

જમાદાર—                    ૨૬

ભરકે જામ પીલાદે શાકી,
બનુમેં મતવાલાં,
હે આલા ગુલલાલા, મતવાલા—ભર૦
ઈશ્કકી હય યે બહાર, જોબનકા સબ યે યે શીનગાર
નખ્લ હય યે સબ્જ જાર આઇ નસીમે બહાર
પેમાના
મેખાના
તીરાના
આના બસમેં હું તેરા ઇન્તેજાર—હે આલા૦

જેડી—

૨૭

હે હાં .... ... મનુહાર જમાદાર હ્યોનીરે,
હાંને હજી હોજીરે મીઠો દારૂડો—હે હાં „ „

સાખિ.

હું મૃગલી તરસી ઘણી, ઝંખું છું પ્રેમ નીર,
પ્રેમ પસીને રાગમા, ભીંજ્યાં મ્હારાં ચીર,—હે „ હાં „ „
પ્રીતમ હાથ પસારીને, ખેંચ્યું મ્હારૂં ચીર,
સ્પર્શ-સુખના તાનમાં, બની હું છેક અધીર—હે „ „



# અંક ૩ જો.

લલિત-મુગ્ધા—                    ૨૮

આવો આવો રસિકા રીસાવોના,
ધારી રોષ પ્યારી અબોલા રહો કાં.
મુગ્ધા-જોઓ, ઉંહું, જુઠા તમે છો મેં જાણ્યું.
કંઈ મળી કામા જેથી સુખ માણ્યું
લલિત-ભૂલો છો નકામા,
અરે ભૂલી અલબેલાજી જાઓ ના-આવો૦

લલિત-મુગ્ધા.                    ૨૯

મુગ્ધા—                    લલિત

મુગ્ધા—પ્રાણુ પ્યારા સુખદ શ્યામ મ્હારા,
લલિત લલનાના પ્રાણુ આધારા—સુખદ૦
લલિત—વારે મુગ્ધા સુંદર શાણી મુગ્ધા.
તારી વાણી મટાડે મનની દુગ્ધા—સુંદર૦
મુગ્ધા—હું તો દાસી પ્રીતમ પ્રાણુ કેરીરે,
લલિત—પ્રિયા પ્રીતિ તમ પુરવેગ પ્રેરીરે,
મુગ્ધા—સ્નેહ સાગર તણા ઓ વારા—સુખદ૦

મુગ્ધા—                    ૩૦

લલિત છવિપર હું તો વારી વારી જાઉં,
હર્ષ નવેલી ઘેલી, દર્શ બનેલી,

નીરખું, વારવાર મુખડું વ્હાલું, વારી વારી જાઉં.
આવું આપ પાસે વ્હાલા, વ્હાલે વધાવું,
નિત્યે રટું નામ સ્નેહે ત્હારૂં—વારી૦
મોહ બાણ મારી મોહનજી અનુરક્ત કીધી,
તોયે નિરંતર ઉરે ચ્હાઉં—વારી વારી૦

યુવરાજ— ૩૧

પ્રજળું હું વિરહાગ્નિયે, વ્હાલી તવ વિયોગે,
જાણું ક્યાં હું બામા, શોધું કયે સ્થળ શ્યામા,
સંયોગીકર કામા, પીડાતો હું પ્રેમ રોગે-પ્રજળું.
કરૂં રાજ તાજ કુરબાન,
રસીલી મુગ્ધાપર જાન, કામ રૂપી પ્રિયા દવને
કર શાંત કૃપા વૃષ્ટિ યોગે-પ્રજળું૦

મુગ્ધા— ૩૨

જાવો જાવો ધુતારા છું ગઇ જાણી,
શ્યાણા સરવે તમારા ઢંગને.
લલિત-આવો આવોને મારા છે સમ શાણી.
ઝીલો ઝીલો જુવંતી રસ રંગને.
મુગ્ધા-નથી ભોળી કે છેતરાઉં છળથી
લલિત-હ્યો મનાઓ ન રીસાઓ.
મુગ્ધા-ઉહું જાઓ ન બોલાવો, ખસો આઘા

ન અડકશો અંગને— જાવો.
હીશો પક્કા ખેલાડી, હાં હાં હાં
લલિત—વાત મુકોને આડી
મુગ્ધા—હાં હાં હાં, ઘેલા થઈ શું સતાવો સામા નેણસું નચાવો
લલિત-ઉર વ્હાલી વધારો ઉમંગને-જાવો જાવો૦

રાણી— ૩૩

નેના જાદુ ભર્યાં ન મારો રસીલા,
ઉર વીંધી પ્રગટાવે મદન જવાળા-નેનાં.
જપું એક પ્રેમ માળા, વારી જાઉં વ્હાલે તારા,
આવો આવોજી વ્હાલા વધાવું રંગી ફુલે—નેનાં.
એક આપ ઉર ચહું પ્રેમ રાગે મસ્ત રહું,
ઘડી નવ એક જાય. વ્હાલા વિયોગે હું ઝુરૂં-નેનાં૦

અમન— ૩૪

આઇ એમ કમીંગ, આઇ એમ કમીંગ.
મેડ મધર આઈ એમ કમીંગ.
ગો અવે યુ ડેમ મધર,
ગો યુ ઓફ ધાય સ્વેર બ્રધર,
નોટ યુ સ્પીક, નોટ મીટચ, નોટ યુ શે ઇમ,
ઓફ ! ઓફ ! ઓફ !

૩૫

ત્રીભુવને આજ છાઈ આનંદ ધુન,
મળીયાં સઉ સઉ ઉર અતી પ્રેમથી
વિપત્તિ વિસારી સારી
સુકૃતિ હૃદય ધારી—ત્રીભુવને૦
સત્ય ચંદ્રે પ્રભા કરી, અનીતિ તમ લીધું હરી,
ધર્મ જય પાપે ક્ષય, આજે પેખીયે પૂરણ પ્રેમે—



# જાહેર ખબર.

—— :*: ——

અમારી શ્રી સુરત દેશી નાટક કંપનીમાંથી નિચે મુજબ નાટકના ગાયનોની ચોપડીઓ મળે છે માટે જેનને જોઇયે તેમણે નાટક કંપનીનો મુકામ જ્યાં હોય ત્યાંથી મંગાવી લેવી.

| | |
|---|---|
| પ્રેમમાં વ્હેમ | ૦—૨—૦ |
| પારસ-મણી | ૦—૨—૦ |
| લલિત મુગ્ધા | ૦—૨—૦ |

શ્રી સુરત દેશી નાટક કંપની.